# વિહાર-નોંધ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીવિશાળવિજયજી
(ધર્મજયંતોપાસક)

**[ પૂ. મુ. શ્રી વિશાળવિજયજી મહારાજશ્રીએ પોતાના વિહારમાં આવતાં ગામોનું વર્ણન જૈન દૃષ્ટિએ આલેખ્યું છે; તે ભૌગોલિક ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગી હોવાથી અહીં આપ્યું છે. સંપા૦ ]**

**કરજણ :** આ ગામ કેટલું જૂનું હશે એ જાણવામાં નથી. અહીંના જૂના અને નવા બજારમાં કુલે શ્રાવકોનાં ૭૫ ઘર વિદ્યમાન છે. શ્રાવકો ભક્તિવાળા છે. કેટલાંક કુટુંબો માર-વાડના વાસા, નીતોડા, કાછોલી વગેરે ગામોથી વેપાર-વાણિજ્ય માટે આવીને વસી ગયા છે અને કેટલાક આસપાસના મીયાગામ વગેરેના પણ છે.

ગામમાં જૂના બજારમાં શ્રીકુંથુનાથ ભગવાનનું સુંદર જિનમંદિર છે. શ્રાવક તેમજ શ્રાવિકાના જુદા જુદા ઉપાશ્રયો પણ છે.

**મીયાગામ :** અગાઉ આ ગામનુ નામ મહિયાનગર હતું. જતે દહાડે મહિયાનું મીયાગામ થઈ ગયું. પહેલાં ખૂબ વસતી હતી. લગભગ પોણાબસો વર્ષ પહેલાં રાધનપુરથી સાડાત્રણસો કુટુંબીઓનાં ઘર મીયાગામમાં રહેવા આવ્યાં હતાં પરંતુ ગામના ઠાકોરે આ ગામમાં રેલ્વે નાખવાની ના પાડવાથી વેપાર-ધંધા પડી ભાગતાં લોકો કરજણ, પાલેજ, ડભોઈ, સમની, કીસનાડ, કારેલા વગેરે આસપાસના ગામોમાં રહેવા ચાલ્યા ગયા અને વસ્તી ઓછી થઈ ગઈ.

આજે અહીં શ્રાવકોનાં ૪૦ ઘરની વસ્તી વિદ્યમાન છે. શેઠ નેમચંદ ઝવેરચંદ વગેરે પં. હરગોવિંદદાસ રાધનપુરવાળાના કુટુંબીઓ આજે પણ વસે છે. અહીં ત્રણ દેરાસરો વિદ્યમાન છે, જેમાંથી ૧. શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર રાધનપુરના સુરજી શેઠ તેમજ તેમના પુત્ર શેઠ રંગજીભાઈએ બંધાવી, નવી મૂર્તિઓ ભરાવી, પ્રતિષ્ઠા સં. ૧૮૫૧ના વૈશાખ સુદિ ૬ના દિવસે કરાવી છે. એ જ સુરજી શેઠે રાધનપુરના શ્રીશાંતિનાથ દેવાલયની પ્રતિષ્ઠામાં પણ સારો સાથ આપ્યો હતો એમ એક સ્તવનના આધારે પણ જણાય છે.[1] એ સ્તવનમાં મીયાગામ અને રાધનપુરના દેરાસરોનું વર્ણન કરેલું છે. શ્રીશાંતિનાથના દેરાસરમાં આરસની કુલ ૩૪ જિનપ્રતિમાઓ છે.

૨. બીજું દેરાસર શ્રીસંભવનાથ ભગવાનનું છે અને ૩ ત્રીજું દેરાસર શ્રીમનમોહન પાર્શ્વનાથના નામથી ઓળખાય છે ખરું પણ મૂળનાયક તો શ્રીસંભવનાથ ભગવાન છે. મૂળનાયકનો ફેરફાર ક્યારે થયો એ જાણવું બાકી રહે છે.

બે ઉપાશ્રયો છે. ગામની કુલ વસ્તી ૩૦૦૦ માણસોની છે.

**પાલેજ :** આ ગામ પ્રમાણમાં ઠીક છે. વેપાર રોજગારનું સારું મથક છે. શ્રાવકોનાં ઘર છે. શ્રી મહાવીરસ્વામી ભગવાનનું વિશાળ અને ભવ્ય મંદિર ત્રણ માળનું છે. સં. ૨૦૧૦

---

૧. 'શ્રી જૈન સત્ય પ્રકાશ' વર્ષ: ૧૨ અંક: ૨માં પૂ. મુનિમહારાજ શ્રીજયંતવિજયજી સંપાદિત.

ના વૈશાખ સુદિ ૫ ના દિવસે આ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજીના હાથે અહીં પ્રતિષ્ઠા થઈ છે મંદિરના ભોંયરામાં શ્રી મુનિસુવ્રતસ્વામી વગેરેની પાંચ મૂર્તિઓ ઠીકરીઆથી લાવીને પધરાવવામાં આવી છે.

અગાઉ ઠીકરીઆમાં ૨૦-૨૫ મારવાડી શ્રાવકોની વસ્તી હતી. તેમણે મંદિર બંધાવી પ્રતિષ્ઠિત કરાવ્યું હતું પરંતુ વેપાર પડી ભાંગવાથી શ્રાવકોની વસ્તી રહી નહિ એટલે એ મૂર્તિઓ અને દેરાસરની રકમ પાલેજના મંદિરને અર્પણ કરવામાં આવી છે.

અહીં આત્માનંદ જ્ઞાનમંદિર, પાઠશાળા અને ઉપાશ્રય વગેરે છે.

**સમની:** આ ગામમાં શ્રાવકનાં ૧૦ ઘર વિદ્યમાન છે. તેમાં ચારેક ઘર રાધનપુરીનાં છે. લોકો ભક્તિવાળા છે. એક દેરાસર છે. તેમાં આરસની બે મૂર્તિઓ છે. મૂલનાયક સિવાયની બીજી મૂર્તિ ઘણાં વર્ષો પહેલાં પાદરીઆથી લાવીને પધરાવેલી છે.

**કેરવાડા:** પ્રાચીન નામ કયરવાડા. પ્રતિમા લેખોમાં કયરવાડા નામ જ ઉલ્લેખાયું છે. અપભ્રંશ થતાં કેરવાડા નામ આજે પ્રસિદ્ધિ પામ્યું છે. પહેલાં અહીં શ્રાવકની વસ્તી ઘણી હતી. સં. ૧૯૭૨ માં લગભગ ૨૦-૨૫ શ્રાવકોનાં ઘરો હતાં. આજે માત્ર ત્રણ ઘર વિદ્યમાન છે.

અહીં શ્રી. આદીશ્વર ભગવાનનું એક દેરાસર છે. દેરાસરના કંપાઉંડમાં ડાબી બાજુએ કન્યાશાળા છે અને જમણી બાજુએ ઉપાશ્રય છે, અંદર કૂવો પણ છે. કોટની બહાર મહાજનોની જગા છે. રસ્તા ઉપર એક નવો ઉપાશ્રય પણ બંધાવેલ છે.

દેરાસર શિખરબંધી છે. ત્રણે બાજુએ એકેક ચોકી છે. દેરાસરની સામે એક દેરી છે, જેમાં શ્રીઆદીશ્વર ભગવાનનાં પગલાં બિરાજમાન છે. સં. ૧૯૦૫ માં તેની પ્રતિષ્ઠા થયેલી છે. દેરાસરમાં મૂળનાયક સાથે પાંચ મૂર્તિઓ આરસની છે. બધી મૂર્તિઓ લગભગ ત્રણેક ફૂટની સપ્રમાણ છે. દરેક ભગવાનની પલાંઠીમાં લેખ છે. કેરવાડાના લાડવા શ્રીમાલી સંઘે પ્રતિમાઓ ભરાવેલી છે. સં. ૧૮૪૪ ના વૈશાખ સુદિ ૧૦ ના રોજ તેની અંજનશલાકા શ્રી વિજયલક્ષ્મીસૂરિજીએ કરેલી છે.

પહેલાં અહીં ઘણી મૂર્તિઓ હતી પણ લોકોએ બહારગામ આપી દીધી છે, અત્યારે ભરૂચ અને વેજલપુરમાં જે ત્રિગડુ બિરાજમાન છે તે અહીંથી આપવામાં આવેલું છે. એક સરસ્વતી દેવીની મૂર્તિ ડભોઈમાં આપેલી છે. દેરાસરમાં ભોંયરું છે પણ ખાલી છે.

કેરવાડામાં વિદ્યમાન પ્રતિમાઓ ઉપર સં. ૧૮૪૪ ના લેખો વિદ્યમાન છે. પરંતુ એ વર્ષથી ૧૬૧ વર્ષ પહેલાં શ્રી વિજયાણંદસૂરિએ કેરવાડાના શ્રાવકોએ ભરાવેલી મૂર્તિઓ ભરૂચ અને વેજલપુરમાં વિદ્યમાન છે. સં. ૧૬૮૩ ના ચાર લેખો અમે લીધેલા છે.

આ ઉપરથી જણાય છે કે, સત્તરમા સૈકામાં કેરવાડામાં લાડવા શ્રીમાલી શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હતી

**આમોદ:** પહેલાં આ ગામમાં ઘણી વસ્તી હતી. જૈનોનાં બસો ઘરની વસ્તી હોવાનું કહેવાય છે. એ સમયે આ ગામ નગરરૂપે પ્રસિદ્ધ પામ્યું હતું. 'સોહમકુલપટ્ટાવલી'કારે પણ આનો નગરરૂપે ઉલ્લેખ કર્યો છે:—

"રાનેર સીનોર ને કેરવાડે, આમોદ નયર મોઝાર"

આજે અહીં કુલ વસ્તી ૬૦૦૦ માણસોની છે. તેમાં જૈનોના દશા, વીશા અને લડવા શ્રીમાળીનાં મળીને ૧૦૦ ઘરની વસ્તી છે. તેમાં કુલ ૬૦૦ માણસો છે.

અહીં ત્રણ દેરાસર છે. તેમાં ૧. શ્રી. અજિતનાથ ભગવાનનું દેરાસર ત્રણ માળનું છે. મૂળનાયકની સં. ૧૬૫૮ માં શ્રી વિજયસેનસૂરિ હસ્તક પ્રતિષ્ઠા થયેલી છે. એવો લેખ પલાંઠીમાં છે. ભોંયરામાં શ્રીભીડભંજન પાર્શ્વનાથ અને શ્રીઆદીશ્વર ભગવાન છે. તેમના ઉપર સં. ૧૮૪૪ ના લેખો છે. શ્રી વિજયલક્ષ્મીસૂરિએ પ્રતિષ્ઠા કરી છે.

૨. બીજું શ્રી મુનિસુવ્રતસ્વામીનું દેરાસર સરિયાપોળમાં છે. અને ૩ ત્રીજું શ્રી અજિતનાથ ભગવાનનું મંદિર આંટામાં આવેલું છે. ત્રીજા મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો છે.

અહીં ધર્મશાળાનો, આંટાનો અને મણિભદ્રનો એમ ૩ ઉપાશ્રયો છે. મણિભદ્રના ઉપાશ્રયમાં અગાઉ યતિજી રહેતા ત્યારે ગોખલામાં ભગવાનની મૂર્તિ સ્થાપન કરેલી હતી.

**આછોદ :** આમોદથી ૩ માઇલ દૂર પશ્ચિમ દિશામાં આછોદ ગામ છે. પહેલાં અહીં જૈન શ્રાવકોનાં પંદરેક ઘરની વસ્તી હતી, ત્યારે ઘર દેરાસર બનાવેલું હતું પણ જૈનોની વસ્તી ઘટી જતાં દેરાસરની મૂર્તિ, જેના ઉપર સં. ૧૬૭૦ નો અમદાવાદના શ્રાવકોએ ભરાવ્યાનો અને શ્રી વિજયસેનસૂરિએ પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે, તે મૂર્તિ આમોદમાં લાવવામાં આવી છે.

અહીં મોટા ભાગે મુસલમાનોની વસ્તી છે.

**ભુવા :** આમોદથી ૩ માઇલ દૂર દક્ષિણ દિશામાં ભુવા ગામ આવેલું છે. અગાઉ અહીં અનેક જૈન ઘરની વસ્તી હતી. એક ઘર દેરાસર બનાવેલું, જેમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનની શ્યામવર્ણી પ્રતિમા હતી. પરંતુ શ્રાવકો આમોદમાં રહેવા આવ્યા ત્યારે એ પ્રતિમા આમોદના શ્રી અજિતનાથ ભગવાનના દેરાસરમાં પધરાવી દેવામાં આવી છે.

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૩૯ થી ચાલુ ]

પદાર્થોના સંયોગથી વૃદ્ધિની પ્રાપ્તિ કરીએ છીએ. આ વૃદ્ધિ કાર્મિક છે અને પૌદ્‌ગલિક પદાર્થોના સંયોગથી થાય છે માટે કર્મ પૌદ્‌ગલિક છે.

૪. કર્મ પૌદ્‌ગલિક છે, કેમકે તેનું પરિવર્તન આત્માના પરિવર્તનથી ભિન્ન છે. કર્મોનું પરિણામિત્વ (પરિવર્તન) તેના કાર્ય શરીર વગેરેના પરિણામિત્વથી જાણી શકાય છે. શરીર વગેરેનું પરિણામિત્વ આત્માના પરિણામિત્વથી ભિન્ન છે; કેમકે આત્માનું પરિણામિત્વ અરૂપી છે, જ્યારે શરીરનું પરિણામિત્વ રૂપી છે. આથી કર્મ પૌદ્‌ગલિક છે.

સંસારી આત્માનો કર્મોની સાથેનો સંયોગ એટલા માટે જ થાય છે કે કર્મ મૂર્ત છે અને સંસારી આત્મા પણ કર્મયુક્ત હોવાથી કથંચિત્ મૂર્ત છે. આત્મા અને કર્મનો આ સંયોગ અનાદિ છે; એટલા માટે જ એ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી કે, પહેલાં આત્મા અને કર્મનો સંયોગ કેવી રીતે થયો ? એકવાર આ સંયોગ સર્વથા સમાપ્ત થઈ જતાં ફરી સંયોગ થતો નથી, કેમકે એ સમયે આત્મા પોતાના શુદ્ધ અમૂર્ત રૂપમાં પહોંચી જાય છે એ જ મોક્ષ છે. એ જ સંસારથી નિવૃત્તિ છે. એ જ સિદ્ધ અવસ્થા છે. એ જ ઈશ્વર અવસ્થા છે. એ જ અંતિમ સાધ્ય છે. એ જ દુઃખની આત્યંતિક નિવૃત્તિ છે. એ જ સુખનું અંતિમ રૂપ છે. એ જ જ્ઞાન, દર્શન, સુખ અને વીર્યની પરાકાષ્ઠા છે.

# સંસારી આત્મા

[ ગતાંક : ૭, પૃષ્ઠ : ૧૧૫ પૂર્ણ ]

આત્મા 'પ્રત્યેક શરીરમાં ભિન્ન છે.' આ વાત તે દાર્શનિકોની માન્યતાના ખંડનરૂપે કહેવામાં આવી છે, જેઓ કેવળ એક આધ્યાત્મિક તત્ત્વ માને છે. જેમની માન્યતાનુસાર પ્રત્યેક આત્માની સ્વતંત્ર સત્તા નથી. જૈન દર્શનની માન્યતા અનુસાર એક જ શરીરમાં અનેક આત્માઓ રહી શકે છે. પરંતુ એક આત્મા અનેક શરીરોમાં રહી શકતો નથી. નૈયાયિક વગેરે દાર્શનિકો પણ અનેક આત્માઓની સ્વતંત્ર સત્તામાં વિશ્વાસ કરે છે. આ અનેકતાની દૃષ્ટિએ જૈન દર્શનમાં અને તેમાં મતૈકચ છે. (સ્વદેહપરિમાણની દૃષ્ટિએ જે મતભેદ છે તેનો વિચાર કરી ચૂકયા છીએ.) અદ્વૈત વેદાંત માને છે કે, આધ્યાત્મિક તત્ત્વ એક જ છે, તે સર્વવ્યાપક છે અને સર્વત્ર સમાનરૂપે રહે છે. અવિદ્યાના પ્રભાવના કારણે આપણે એમ સમજીએ છીએ કે, આત્માઓ ભિન્ન ભિન્ન છે, જે રીતે એક જ આકાશ ઘટાકાશ, પટાકાશ આદિ રૂપોમાં પ્રતિભાસિત થાય છે એ જ પ્રકારે અવિદ્યાના કારણે એક જ આત્મા અનેક આત્માઓના રૂપમાં પ્રતિભાસિત થાય છે. એક જ પરમેશ્વર કુટસ્થ, નિત્ય, વિજ્ઞાનધાતુ અવિદ્યાના કારણે એક પ્રકારે માલમ પડે છે. [1]

આ માન્યતાનું ખંડન કરતાં જૈનાચાર્યો કહે છે કે જ્યાં સુધી આકાશનો પ્રશ્ન છે, ત્યાં સુધી એમ કહેવું ઉચિત છે કે તે એક છે; કેમકે અનેક વસ્તુઓને પોતાની અંદર અવગાહના દેતાં પણ તે એક રૂપ રહે છે. તેમાં કોઈ ભેદ દૃષ્ટિગોચર થતો નથી. અથવા આકાશ પણ એકાંતરૂપે નથી; કેમકે તે પણ ઘટાકાશ, પટાકાશ, મઠાકાશ આદિ અનેક રૂપમાં પરિણત થતું રહે છે. દીપકની માફક તે પણ કથંચિત્ નિત્ય છે અને કથંચિત્ અનિત્ય, આમ છતાં માની લો કે આકાશ આકાશ એક રૂપ છે; પરંતુ જ્યાં સુધી આત્માનો પ્રશ્ન છે ત્યાં સુધી એવી કોઈ પણ એકતા માલમ પડતી નથી, જેના કારણે બધા ભેદો સમાપ્ત થઈ જાય. એ બરાબર છે કે, તેનું સ્વરૂપ એક સરખું છે આમ છતાં યે એમાં એકાંતિક અભેદ નથી. માયાને વચ્ચે નાખીને ભેદને મિથ્યા સિદ્ધ કરવો યુક્તિસંગત નથી; કેમ કે માયા સ્વયં અસિદ્ધ છે. આત્મા પ્રત્યેક શરીરમાં ભિન્ન છે, પ્રત્યેક પિંડમાં અલગ છે. સંસારના બધા જીવિત પ્રાણીઓ ભિન્ન ભિન્ન છે, કેમ કે તેમના ગુણોમાં ભેદ છે, જેમ ઘટમાં હોય છે. જ્યાં કોઈ પણ વસ્તુના ગુણોમાં અન્ય વસ્તુના ગુણોથી ભેદ નથી થતો ત્યાં તે વસ્તુ તેનાથી અલગ નથી હોતી, જેમ આકાશ હોય છે.

બીજી વાત એ છે કે, જો સમગ્ર સંસારનું અંતિમ તત્ત્વ એક જ આત્મા છે તો સુખ, દુઃખ, બંધન, મુક્તિ વગેરે કોઈની પણ જરૂરત રહેતી નથી. જ્યાં એક હોય ત્યાં ભેદ બની શકતો નથી. ભેદ હમેશાં અનેક હોય ત્યાં જ હોય છે. ભેદનો અર્થ જ અનેકતા છે. માયા અથવા અવિદ્યા પણ આ સમસ્યાનું સમાધાન કરી શકતુ નથી; કેમકે જ્યાં કેવળ એક તત્ત્વ

---

१. तेषां सर्वेषमैकत्वं सम्यग्दर्शनप्रतिपक्षभूतानां प्रतिबोधायेदं शारीरिकमारभ्यम्। एक एव परमेश्वरः कूटस्थनित्यो विज्ञानधातुरविद्यया मायया मायाविवदनेकधा विभाव्यते नान्यो विज्ञान धातुरस्ति ॥

—शारीरिकभाष्य, १, ३, १९

છે ત્યાં માયા અથવા અવિદ્યા નામની કોઈ વસ્તુ જ હોઈ શકતી નથી. તેને માટે કોઈ સ્થાન રહેતું નથી. તાત્પર્ય એ છે કે, એક તત્ત્વવાદી ભેદનું સંતોષજનક સમાધાન કરી શકતો નથી. એ અમારા અનુભવની વસ્તુ છે કે, ભેદ હોય છે માટે ભેદનો અપલાપ કરી શકાતો નથી. એ દશામાં સુખ, દુઃખ, જનન, મરણ, બંધન, મુક્તિ વગેરે અનેક દશાઓના સંતોષપ્રદ સમાધાન માટે અનેક આત્માઓની સ્વતંત્ર સત્તા માનવી અત્યંત આવશ્યક છે. [૨]

આત્માના ગુણોમાં ભેદ કેવા છે, તેનો જવાબ દેતાં કહેવામાં આવ્યું છે કે, આત્માનું સામાન્ય લક્ષણ ઉપયોગ છે. પરંતુ આ ઉપયોગ અનંત પ્રકારનો હોય છે; કેમકે પ્રત્યેક આત્મામાં ભિન્ન ભિન્ન ઉપયોગ હોય છે. કોઈ આત્મામાં ઉપયોગનો ઉત્કર્ષ હોય છે તો કોઈમાં અપકર્ષ હોય છે. ઉત્કર્ષ અને અપકર્ષની અંતિમ અવસ્થાઓની વચ્ચે અનેક પ્રકારો છે. આત્માઓ અનંત છે, તેથી આત્માના ભેદથી ઉપયોગના ભેદ પણ અનંત છે. [૩]

અહીં સાંખ્ય દર્શનના ત્રણ હેતુઓનો નિર્દેશ કરી દેવો જોઈએ જેનાથી પુરુષબહુત્વની સિદ્ધિ કરવામાં આવી છે. એ ત્રણે હેતુઓ આત્માના બહુત્વની સિદ્ધિ માટે ખૂબ ઉપયોગી છે. પહેલો હેતુ છે 'जननमरणकरणानां प्रतिनियमात्' અર્થાત્ ઉત્પત્તિ. મૃત્યુ અને ઈંદ્રિયાદિ કરણોની વિભિન્નતાથી પુરુષબહુત્વનું અનુમાન થઈ શકે છે. બીજો હેતુ છે 'अयुगपत् प्रवृत्तेः' અર્થાત્ અલગ અલગ પ્રવૃત્તિને જોઈને પુરુષબહુત્વની કલ્પના થઈ શકે છે ત્રીજો હેતુ છે 'त्रैगुण्यविपर्ययात्' અર્થાત્ સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની અસમાનતાથી પુરુષબહુત્વની સિદ્ધિ થઈ શકે છે. [૪] 'સત્ત્વ, રજસ અને તમસની અસમાનતા' ના સ્થાને 'કર્મની અસમાનતા'નો પ્રયોગ કરી શકાય છે. આત્માના બહુત્વની સિદ્ધિ માટે આટલી ચર્ચા ઘણી છે.

આત્મા 'પૌદ્‌ગલિક કર્મોથી યુક્ત છે;' આ લક્ષણ બે વાત પ્રગટ કરે છે. પહેલી વાત તો એ છે કે લોક કર્મ વગેરેથી સત્તામાં વિશ્વાસ રાખતા નથી, તેમના સિદ્ધાંતનું ખંડન કરે છે. બીજી વાત એ છે કે, જે લોકો કર્મને માને છે, પરંતુ તેને પૌદ્‌ગલિક અર્થાત્ ભૌતિક માનતા નથી તેમના મતને દૂષિત ઠરાવે છે. 'કર્મ' પદથી જ પહેલી વાત નીકળે છે અને 'પૌદ્‌ગલિક' પદથી બીજી વાત સ્પષ્ટ થાય છે.

ચાર્વાક લોકો કર્મની સત્તામાં વિશ્વાસ કરતા નથી. તેમની માન્યતાનું ખંડન કરતાં કહી શકાય કે, સુખ-દુઃખ આદિની વિષમતાઓનું કોઈ ને કોઈ કારણ અવશ્ય છે. કેમકે આ એક પ્રકારનું અંકુરની માફક કાર્ય છે. કેવળ આત્મા એનું કારણ બની શકતો નથી; કેમકે આત્મામાં સુખ-દુઃખ આદિની વિષમતા હોતી નથી. તે તો અનંત સુખાત્મક છે અને વળી ચાર્વાક તો આત્માને માનતા જ નથી. ભૂતોનો વિશિષ્ટ સંયોગ પણ આ વિષમતાનુ કારણ બની શકતો નથી; કેમકે તે સંયોગની વિષમતાની પાછળ કોઈ ને કોઈ અન્ય કારણ અવશ્ય હોવું જોઈએ. જે કારણે સંયોગમાં વૈષમ્ય ઉત્પન્ન થાય છે, તે કારણ શું છે? એ કારણની શોધમાં વર્તમાનને છોડીને ભૂતકાળ સુધી પહોંચવું પડે છે. એ જ કારણ કર્મ છે. જો કોઈ એમ કહે કે

---

૨. विशेषावश्यकभाष्य, १५८२

૩. विशेषावश्यकभाष्य, १५८३

૪ जननमरणकरणानां प्रतिनियमादयुगपत् प्रवृत्तेश्च ।
पुरुषबहुत्वं सिद्धं त्रैगुण्यविपर्ययाच्चैव ॥ —सांख्यकारिका, १८

અમને કર્મો પ્રત્યક્ષ નથી એટલા માટે કર્મોને માનવાની કોઈ જરૂરત નથી. એવી અવસ્થામાં તેને એ ઉત્તર આપી શકાય કે, જે વસ્તુ ઇંદ્રિય પ્રત્યક્ષનો વિષય ન હોય તે છે જ નહિ એમ કહી ન શકાય. અન્યથા ભૂત અને ભવિષ્યના જેટલા કોઈ પણ પદાર્થો છે તે બધા અસત્ બની જશે; કેમકે તે આપણને આ સમયે પ્રત્યક્ષ નથી. આ સ્થિતિમાં બધા વ્યવહારો નષ્ટ થઈ જશે. પિતાના મરણ પછી 'હું મારા પિતાનો પુત્ર છું' એમ કહી શકાશે નહિ; કેમકે પિતા પ્રત્યક્ષ નથી. આ મુશ્કેલીને દૂર કરવા માટે અનુમાનનો આધાર લેવો પડે છે. 'પુત્ર' કાર્ય છે એટલા માટે તેના કારણ 'પિતા' અવશ્ય હોવા જોઈએ. એજ રીતે કર્મોના કાર્યને જોઈ કારણરૂપ કર્મોનું અનુમાન લગાડવું જ પડે છે. આ વસ્તુને બીજી રીતે જોઈએ. પરમાણુ ઇન્દ્રિય પ્રત્યક્ષનો વિષય નથી; પરંતુ ઘટ વગેરે કાર્યોને જોઈને તેના કારણરૂપ પરમાણુઓનું અનુમાન કરી શકાય છે. એ જ પ્રકારે સુખ–દુઃખ વગેરેના વૈષમ્યને જોઈને તેના કારણરૂપ કર્મોનું અનુમાન યુક્તિસંગત છે.

અહીં એ પ્રશ્ન થાય છે કે, ચંદન, અંગના વગેરેના સંયોગથી વ્યક્તિને સુખની પ્રાપ્તિ થાય છે અને વિષ, કંટક, સર્પ વગેરેથી દુઃખ મળે છે. આ પ્રત્યક્ષ જોવાતાં કારણો જ સુખ અને દુઃખનાં કારણો છે. એવી સ્થિતિમાં આપણે અદૃશ્ય કારણોની કલ્પના શા માટે કરીએ? જે કારણો જોવાય છે તેને છોડીને અપ્રત્યક્ષ કારણોની કલ્પના કરવી એ ઠીક નથી. પ્રશ્ન સાચો છે; પણ તેમાં થોડોક દોષ છે. દોષ એ છે કે, તે વ્યભિચારી છે. એ આપણો પ્રતિદિનનો અનુભવ છે કે, એક જ પ્રકારનાં સાધનો હોવા છતાં એક વ્યક્તિ અધિક સુખી થાય છે, જ્યારે બીજો ઓછો સુખી થાય છે, ત્યારે ત્રીજો દુઃખી થાય છે. સમાન સાધનોથી બધાને સમાન સુખ મળતું નથી. આ જ વાત દુઃખનાં સાધનોના વિષયમાં પણ કહી શકાય છે. આના માટે કોઈ અદૃષ્ટની કલ્પના કરવી જ પડે છે.

જે રીતે આપણે યુવાવસ્થાના દેહને જોઈને બાળદેહનું અનુમાન કરીએ છીએ એજ રીતે બાળદેહને જોઈને કોઈ બીજા દેહનું અનુમાન કરવું જોઈએ. આ શરીર 'કાર્મણ શરીર'[1] છે. આ પરંપરા અનાદિકાળ સુધી ચાલી જાય છે.

આપણે શરીરરૂપ કાર્યથી કર્મરૂપ કારણનું અનુમાન કરીએ છીએ અને શરીર તો ભૌતિક છે—પૌદ્ગલિક છે એવી સ્થિતિમાં કર્મ પણ પૌદ્ગલિક જ હોવાં જોઈએ. જૈન દર્શન તર્કની આ માગણીનું સમર્થન કરે છે. કર્મને પૌદ્ગલિક સિદ્ધ કરવા માટે નીચેના હેતુઓ ઉપસ્થિત કરે છેઃ—

૧. કર્મ પૌદ્ગલિક છે, કેમકે તેનાથી સુખ–દુઃખાદિનો અનુભવ થાય છે જેના સંબંધથી સુખ–દુઃખાદિનો અનુભવ થાય છે તે પૌદ્ગલિક હોય છે, જેમ ભોજન વગેરે. જે પૌદ્ગલિક નથી હોતાં તેના સંબંધથી સુખ–દુઃખ વગેરે પણ નથી થતાં, જેમ આકાશ.

૨. જેના સંબંધથી તીવ્ર વેદના વગેરેનો અનુભવ થાય છે તે પૌદ્ગલિક હોય છે; જેમ અગ્નિ કર્મના સંબંધથી તીવ્ર વેદના વગેરેની પ્રતીતિ થાય છે; આથી કર્મ પૌદ્ગલિક છે.

૩. પૌદ્ગલિક પદાર્થના સંયોગથી પૌદ્ગલિક પદાર્થની જ વૃદ્ધિ થઈ શકે છે; જેમ ઘડે. તેલ વગેરેના સંયોગથી વૃદ્ધગુન્ગુબ બને છે. એવી જ સ્થિતિ આપણી છે. આપણે બાળ

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૧૩૬ ]

1 विशेषावश्यकभाष्य, १६१४

# प्रवर्तिनी मेरुलक्ष्मी के स्तोत्र

मं. पू. उपा. विनयसागरजी साहित्याचार्य, दर्शनशास्त्री, साहित्यरत्न, काव्यतीर्थ तथा शास्त्रविशारद

प्रस्तुत दोनों स्तोत्रोंकी प्रणयित्री प्रवर्तिनी मेरुलक्ष्मी गणिनी साध्वी हैं। मेरे संग्रहकी ६ पत्रों की प्रति जो अनुमानतः १६ वीं शताब्दिकी लिखी हुई है, उसमें चार स्तोत्र अञ्चलगच्छेश शीलरत्नसूरिकृत हैं, और दो प्रवर्तिनी मेरुलक्ष्मी गणिनीके। अतः संभवतः रचयित्रीका समय १६ वीं शती या तत्पूर्व है, और प्रवर्तिनी अंचलगच्छकी ही होंगी! इनके सम्बन्धमें विशेष कुछ भी ज्ञात नहीं है। 'प्रवर्तिनी, गणि' शब्द होने से इतना तो स्पष्ट है कि साध्वी महोदया गणनायिका अवश्य थी और यह रचना उनकी प्रौढावस्था की ही है।

ये दोनों स्तोत्र आदिनाथ और तारंगामण्डन अजितनाथके हैं। ७ और ५ पद्य संख्याकी दृष्टि से तो स्तोत्र बहुत ही छोटे हैं परन्तु लघुकाय होते हुए भी सरस और प्रवाहपूर्ण है, इनकी भाषा भी प्राञ्जल है। प्रथम स्तोत्रमें द्रुतविलंबित, वंशस्थ, वसन्ततिलका और शार्दूलविक्रीडित आदि छन्दोंकी योजना होनेसे मालूम होता है कि प्रणयित्री छन्दःशास्त्र और साहित्यशास्त्रकी भी विदुषी थी।

## १. आदिनाथ-स्तवनम्।

---

सकलमङ्गलदं रुचिरच्छविं, दुरितशैलविभेदनसत्पविम्।
जिनवरं नृपनाभितनूरुहं, विपुलसौख्यकरं प्रणमाम्यहम् ॥१॥

स्वर्णाभं गुणभासुरं धृतशमं ज्ञानश्रियालङ्कृतं,
सम्यक्पुण्यपथप्ररूपणपरन्यायव्रतत्यम्बुदम्।
शक्रव्रातसुसेव्यमानचरणाम्भोजद्वयं सन्ततं,
वन्देऽहं त्रिजगद्गुरुं गुरुतरं मोहान्धकारे रविम् ॥२॥

निखिलसौख्यमहार्णवसद्विधुं, गुणसितच्छदखेलनमानसम्।
प्रशमसिन्धुरवन्ध्यमहीधरं, जिनपतिं प्रणमामि वृषाङ्कितम् ॥३॥

यशः श्रिया निर्जितचन्द्रदीधितिं, ध्यानामलज्वालितकर्मसन्ततिम्।
नीरागतादूरितभावविद्विषं, सेवे युगादीशजिनं महाद्युतिम् ॥४॥

वैराग्यमानससरोवरराजहंसं, प्रौढप्रभाभुरनरेशशिरोऽवतंसं,
इक्ष्वाकुवंशतिलकं भुवनाभिरामं, कामं दधामि हृदये प्रथमं जिनेशम् ॥५॥

सन्ततं जलजतायुतमत्र, पङ्कजं च शशिनं च विमुच्य ।
अद्वितीयकमलापदपद्मं, सेवे ते तव विभो ! गतदोषम् ॥६॥

एवं श्रीऋषभं गुरूत्तमगुणं यः स्तौति भक्त्यान्वहं,
भव्याम्भोजविकाशनप्रहपतिं स्फारप्रभाशालिनम् ।
तस्यानन्दविधायिनी प्रतिदिनं मेरुस्थितिस्थेयसी,
लक्ष्मीर्वेश्मनि गेरमीति जनता पुण्यप्रतिष्ठोदया ॥७॥

इति प्रव० मेरुलक्ष्मीगणिकृतं श्रीआदिनाथस्तवनम् ।

## २. तारङ्गामण्डन—

### श्रीअजितनाथस्तवनम् ।

( अनुष्टुप् छन्दः )

केवलज्ञानसम्पूर्णं, वन्देऽहमजितं जिनम् ।
इक्ष्वाकुवंशशृङ्गारसारमुक्ताफलोपमम् ॥१॥

जितशत्रुकुलाम्भोजे, विजयाकुक्षिपल्वले ।
सुस्वरः शुद्धपक्षोऽयं, राजते राजहंसवत् ॥२॥

मोहमल्लविजेतारं, रागद्वेषविवर्जितम् ।
स्तौमि श्रीअजितं देवं, सुरासुरनमस्कृतम् ॥३॥

अनन्तगुणधातारं, सन्तोषसुखसागरम् ।
प्रणमामि महाभक्त्या, वैजयेयं जिनेश्वरम् ॥४॥

एवं स्तुतो मया भक्त्या, तारणाद्रिविभूषणम् ।
श्रीमान् श्रीअजितस्वामी, दद्यान्मे वाञ्छितं फलम् ॥५॥

इति प्रवर्त्तनी वा० मेरुलक्ष्मीगणिकृतं तारङ्गामण्डनश्रीअजितनाथस्तवनम्

---

हर्षसागर रचित

# राजसी साह रासका सार

लेखक : श्रीयुत भंवरलालजी नाहटा

[ गतांकसे पूर्ण ]

राजड़के मनमें बड़ी उमंग थी। उसने विमल, भरत, समरा, जियेष्ठल, जावड, बाहड़ और वस्तुपालके शत्रुंजयोद्धारकी तरह नाग नयरमें चैत्यालय करवाया। सं. १६७२ में उसका मंडाण प्रारंभ किया। वास्तुक जसवंत मेघाने अष्टमीके दिन शुभ महूर्त्तमें ९९ गज लंबे और ३५ गज चौड़े विशाल जिनालयका पाया लगाया। पहला थर कुंजाका, दूसरा किलयु, तीसरा किंवास, चौथा मांको, पांचवा गजड़बंध, छट्ठा डोढ़िया, सातवां स्तरभरणी, आठवां सरावट, नवां मालागिर, दसवां स्तर छाजा, ग्यारहवां छेपार और उसके उपर कुंभिविस्तार किया गया। पहला दूसरा जामिस्तर करके उस पर शिला—शृंग बनाये। महेन्द्र नाम चौमुख शिखरके ६०९ श्रृंग और ५२ जिनालयका निर्माण हुआ। ३२ पुत्तलियां नाट्यारंभ करती हुई, १ नेमिनाथ चौरी, २६ कुंभि, ९६ स्तंभ चौमुखके नीचे तथा ७२ स्तंभ उपरिवर्त्ती थे। इस तरह नागपद्म मण्डपवाले लक्ष्मीतिलक प्रासादमें श्रीशांतिनाथ मूलनायक स्थापित किये। द्वारके उभय पक्षमें हाथी सुशोभित किये। आबूके विमलप्रासादकी तरह नौतनपुरमें राजड़ साहने यशोपार्जन किया। इस लक्ष्मीतिलक प्रासादमें तीन मण्डप और पांच चौमुख हुए। वाम पार्श्वमें सहसफणा पार्श्वनाथ, दाहिनी ओर संभवनाथ ( २ प्रतिमा, अन्य युक्त ) उत्तर दिशिकी मध्य देहरीमें शांतिनाथ, दक्षिणदिशिके भूंयरेमें अनेक जिनबिंब तथा पश्चिमदिशिके चौमुखमें अनेक प्रतिमाएँ तथा पूर्वकी ओर एक चौमुख तथा आगे विस्तृत नलिनी एवं शत्रुञ्जयकी तरह ३२ पूतलियां स्थापित की। तीन खिलखा तोरणवाला यह जिनालय तो नागनयर—नौतनपुरमें बनवाया। तथा अन्य जो मन्दिर बने उनका विवरण बताया जाता है।

भलशारणि गांवमें फूलझरी नदीके पास जिनालय व अंचलगच्छकी पौषधशाला बनाई। सोरठके राजकोटमें भी राजड़ने यश स्थापित किया। वासुदेवकृष्णका प्रासाद मेरुशिखरसे स्पर्धावाला था। यादववंशी राजकुमर वीभोजी कुमार ( भार्या कनकावती व पुत्र जीवणजी--महिरामण ) सहितके भावसे ये कार्य हुआ। कांडावाण पाषाणका शिखर तथा पासमें उपाश्रय बनवाया। कालावड़ेमें यति-आश्रम--उपाश्रय बनवाया, मांढिमें शिखर किया और पंचधार भोजनसे भूपेन्द्रको जिमाया। दोसौ गोठी जो मूढ थे वे सुज्ञानी श्रावक हुए। कांडावाणि पाषाणसे एक पौषधशाला बनवाई। कच्छ देशमें ओसवालोंके माढा स्थानमें एक राजड़ चैत्य है और बड़ी प्रसिद्ध महिमा है।

नागनयरके उत्तरदिशामें अन्न-पाणीकी परब खोली। कच्छके मार्गमें बिढ़ी तट स्थानमें

पथिकोंके लिए विश्रामगृह करवाया और पास हीमें हनुमंत देहरी बनवायी। जाम नदीके पूर्वकी ओर बहुत से स्तंभोवाला एक चौरा बनवाया जिसकी शीतल छायामें शीत व तापसे व्याकुल मानव आकर बैठते हैं। नवानगरमें राजड़ने विधिपक्षका उपाश्रय बनवाया सौ द्वार वाली वस्तुपालकी पौषधके सदृश राजड़की अंचलगच्छ परशाल थी। धारागिरके पास तथा अन्यत्र इन्होंने वखारें की। काठावाणि पाषाणका सप्तभूमि मन्दिर सुशोभित था। जिसकी सं. १६७५ में राजड़ने बिंबप्रतिष्ठा करवायी। जाम साहबने इन्हें बड़ा आदर किया। सं. १६८७ के दुष्काळमें गरीबोंको रोटी तथा १॥ कलसी अन्न प्रतिदिन बांटते रहे। वणिकवर्ग जो भी आता उसे स्वजन की तरह सादर भोजन कराया जाता था। इस दुष्काळमें जगडूसाह की तरह राजड़ने भी अन्नसत्र खोले और पुण्यकार्य किये।

अब राजड़के मनमें शत्रुंजय यात्राकी भावना हुई और संघ निकाला। शत्रुंजय आकर प्रचुर द्रव्यव्यय किया। भोजन और साकरके पानीकी व्यवस्था की। आदिनाथ प्रभु और बावनजिनालयकी पूजा कर ललितसरोवर देखा। पहाड़ पर जगह जगह जिनवंदन करते हुए नेमिनाथ, मरुदेवी माता, रायण पगली, शांतिनाथप्रासाद, अदबद आदिनाथ, विघ्नविनाशन यक्षस्थानमें फल नारियल भेंट किये। मुनिवर कारीकुण्ड (?) मोल्हावसही, चतुर्विंशतिजिनालय, अनुपमदेसर, वस्तुगप्रासाद आदि स्थानोंमें चैत्यवंदना की। खरतर देहरा, आदिनाथ, चोवाचोकी, सिंहद्वार आदि स्थानोंको देखते हुए वस्तपाल देहरी, नंदीश्वर जिनालय, होकर तिलखा तोरण–भरतेश्वरकारित आदि जिनालयके द्वार पर आये। दाहिनी ओर साचोरा महावीर, विहरमान, पांच पांडव, अष्टापद, ७२ जिनालय, मुनिसुव्रत और पुण्डरीकस्वामीको वंदना कर मूलनायक आदीश्वर भगवानकी न्हवण विलेपनादिसे विधिवत पूजा की। फिर नवानगरमें आकर सात क्षेत्रोंमें द्रव्यव्यय किया।

रामूने गौडी पार्श्वनाथकी यात्राके निमित्त भूमिशयनका नियम ले रखा था, अतः संघ निकालनेका निश्चय किया गया। वागड़, कच्छ, पंचाल, हालार आदि स्थानोंके संघ निमंत्रण पाकर एकत्र हुए। पांचसौ सेजवाला लेकर संघ चला, रथोंके खेहसे सूर्य भी मंद दिखाई देता था। प्रथम प्रयाण धूआवि, दूसरा भाद्रेश, तीसरा केसी और चौथा बालामेय किया। वहांसे रणमें रथ घोड़ोंको खेड़कर पार किया और कोकांण आये, एक रात रह कर अजार पहुंचे। यहां यादव खेंगारके पास अगणित योद्धा थे। कुछ दिन अजारमें रह कर संघ धमड़ाक पहुंचा। वहांसे चुखारि वाव, लोद्राणी, रणनी थोड़, खारसी, राणासर होते हुए पारकर पहुंचे। राणाको भेंट देकर सम्मानित हुए, फिर गौडीजी तरफ चले। चौदह कोस थलमें चलनेपर श्रीगौडीजी पहुंचे। नवानगरसे चलने पर मार्गमें जो भी गांव नगर आये, दो सेर खांड और रौप्यमुद्रा लाहण की। राजड़ और रामाने भावपूर्वक प्रभु दर्शन कर सतरह भेदी पूजा की। संघ इतर लोगोंको अन्न व मिष्टान्न भोजन द्वारा भक्तिकर संतुष्ट किया।

अब श्रीगौडजीसे वापस लौटे और नदी, गांव और विषम मार्गको पार करते हुए सकुशल नवानगर पहुंचे। राजड़साहकी बड़ी कीर्ति फैली। जब अंचलगच्छके स्वधर्मी बन्धुओंमें राजड़ साहने जो लाहण वितरित की, वह समस्त भारतवर्ती ग्रामनगरमें निवास करनेवाले श्रावकोंसे सम्बन्धित थी। रासमें आये हुए स्थानोंकी नामावली यहां दी जाती है जिससे उस समय अंचलगच्छका देशव्यापी प्रचार विदित होता है। १ नौतनपुर, २ धूआवि, ३ बणथली ४ पडधरी, ५ राजकोट, छड़ावा, कड़ू, मोरबी, हलवद, कटारिया, विहद, धमडक, चकासर, अजार, भद्रेस, भुज, मांडवी, वाकुडी,

मुलतानपुर, कोठरे, साचल, भुजनगर, सिन्ध-सामही बदीना, सारण अमरपुर, नसरपुर, फतेबाग, सेवा-मख, उच्च, मुलतान देराउर, सरवर रोहुली, गौरगढ, हाजीखानदेरा, संडला मिहरक, सलामपुर, लाहोर, नगरकोट, बीकानेर, सरसा, भटनेर, हांसी, हसार (?) उदिपुर, खीमसर, चित्तौड, अजमेरि, रणथंभर, आगरा, असराणा, बडोद्रे, तआरे, लोद्राणी, खारवी सामोसण, महीआणी, मोद्रे, बरवी, पारकर, बिहिराणे, सातलपुर, बहुहवाड, अहिवालि, वाराही, राधनपुर, सोही, वाव, थिराद्रे, सूराचंद, राडद्रह, सांचोर, आकोर, बाहडमेर, भाडंस, कोटडे, विशाले, शिववाडी, समीयाणे, जसुल, महेवा, आशणकोट, जेसलमेर, पुहुकरण, जोधपुर, नागौर, मेडता, अहमदाबाद, सकन्द्राबाद, फतेपुर, मेवात, मालपुरा, सांगानेर, नडुलाई, नाडोल, देसूरी, कुंभलमेर, सादडी, सीमावास, कुंभलमेर, सादडी, राणपुर, सिवे, गुदवच, पावे, सोझित, पाली, आउवा, गोढे, रोहीठ, जितारण, पदमपुर, उदीआ, भीनमाल, भमराणी, खांडप, धणसा, बाघोडे, मोरसी, ममते, कूकती नरता, नरसाणू, थूमडी, गाडुह, आंबलीआल, माडली, सीरोही, रामसण, मंडाहड, आबू, बिहिराणे, ईडरगढ, वीसलनगर, अणहिलपुर-पाटण, स्तुंहदि, लालपुर, सीधपुर, महिसाणा, गोटाणे, वीरमगाम, संखीसर, मांडल, भधार, पाटडी, बजाणे, कोलारे, धोलका, धंधूका, वीरपुर, अमदाबाद, तारापुर, मातर, बडोदरा, बांमरि (?), हांसुट, सूरति बराछ, जालण, कंतडी, बीजापुर, लाडकी, मांडवगढ, दीवनगर, घोघा, सरवा, पालीताणा, जूना-गढ देवकापाटण, ऊना, देलवाडा, मांगलुर, कूतीआणे, राणावाव, पुर, मींआणी, भाणवड, राणपर, भणशुरे, संभावीए, बीसोतरी, तथा मांडिके मोठी महाजन व खाखरिके नागडावशी जो राजडके निकट कुटुंबी हैं तथा लीलाडीमें भी लाहण बांटी। महिमाणे, कच्छी ओसवालोंमें हालीहर, उसवरि, तसूए, महकमो, तीकवाहे, कालावडे, मलूआ, हौणमती, भणसारणि इत्यादि कच्छके सभी गांवोंमें अंचलगच्छीय महाजनोंके घर लाहण वितीर्ण की।

राजडके भ्राता नैणसी तथा उसके पुत्र सोमाने भी बहुतसे पुण्य कार्य किये। राजडके पुत्र कर्मसी भी शालीभद्रकी तरह सुन्दर और राजमान्य थे। इन्होंने विक्रमवश-परमारवंशकी शोभा बढाई। शत्रुंजय पर इन्होंने शिखर (-बद्ध जिनालय) बनवाया।

वीरवंशवाणे सालवीउडक गोत्रके पांचसौ घर अणहिलपुरमें तथा जलालपुर, अहिमदपुर, पंचासर, कलडी, वीजापुर आदिस्थानोंमें भी रहते थे। गजसागर, भरतऋषि तथा श्रीकल्याणसागर सूरिने उपदेश देकर प्रतिबोध किया। प्रथम यशोधन शाखा हुई। नानिग पिता और नामलदे माताके पुत्र श्रीकल्याणसागरने संयमश्रीसे विवाह किया वे धन्य हैं। इन गुरुके उपदेशसे लाहण भी बांटी गयी तथा दूसरेभी अनेक पुण्य प्राप्त हुअे।

अब राजडसाहने द्वितीय प्रतिष्ठाके लिए निमित्त गुरुश्रीको बुलाया। सं. १६९६ मिती फाल्गुन शुक्ला ३ शुक्रवारके दिन प्रतिष्ठा सपन्न हुई। उत्तर दिशिके द्वारके पास विशाल मण्डप बनाया। चौमुख छत्री व देहरी तथा पगथियां बनाये। यहांसे पोले प्रवेश कर चैत्यप्रवेश होता है दोनों ओर ऐरावण गजों पर इन्द्र विराजमान किये। साह राजडने पुत्र पौत्रादिकयुक्त प्रचुर द्रव्यव्यय किया।

प्रतिष्ठाके प्रसंगसे साह राजसीने नगरके समस्त अधिवासी बालगोपालको भोजन कराया। प्रथम ब्राह्मणोंको दस हजारका दान दिया व भोजन कराया। नाना प्रकारकी भोजनसामग्री तैयार की गई थी। इन्होंने चतुर्थव्रत ग्रहण करनेके प्रसंग पर भी समस्त महाजनोंको जिमाया। पर्यूषणके पारणेका भोजन तथा साधु साध्वीए, चौरासी गच्छके महात्मा महासतियोंको दान दिया। छत्तीस राजकुली लोगोंको जिमाया। फिर सूत्रधार, सिलाव, सुथार, क्षत्री, ब्रह्मक्षत्री, भावसार, राजगरोसु,

नारोड़, भाटीया लोहाणा, खोजा, कंसारा, भाट भोजक, गंधर्व, व्यास, चारण, तथा अन्य जातिके याचकोंको एव लाडिक, नाउक, सहिता, धूइआ तीनो प्रकारके कणबी, सतूआरा, भणसाली, तंबोली, माली, मणियार, भडभूजे, आरुआ, लोहार, सोनी, कंदोई कमाणगिर, धूधू, सोनार पटोली गांची, छीपा, धोबी, हजाम, मोची, सिलाइत, बधारा, चूनारा, प्रजापति, आदि सभी वर्णके लोगोंको पक्वान्न भोजन द्वारा संतुष्ट किया ।

अब कवि हर्षसागर राजड शाहकी कीर्तिसे प्रभावित देशोंके नाम बताते हैं। जिस देशमें लोग अश्वमुखा, एकलपगा, श्वान-वानरमुखा, गर्दभखगा तथा हाथीरूप, सूअरमुखा तथा स्त्रीराजके देशमें, पंच भर्त्तागी नारीवाले देशमें, राजड साहके यशको जानते हैं। सिर पर सगडी, पैरोंमें पावडी तथा हाथसे अग्नि घडीभर भी नहीं छोडते ऐसे देशमें, चीन-महाचीन, तिलग, कलिंग, बरेश, अग, बग, चितौड जेसलमेर, मालवा, शवकोट, जालोर, अमरकोट, हरजम, होगलाज, सिंध-ठठा, नसरपुर, हरमज, बदीना, आदन, बखुस, रेडबाही, कनडी, बीजापुर, खंभात, अहमदाबाद, दीव, सोरठ, पाटण, कच्छ पंचाल, बागड, हालाहर, हरमति इत्यादि देशोंमें विस्तृत कीर्तिवाला राजड साह सपरिवार आनंदित रहे ।

स. १६९८ में विधिपक्षके मेरुतुंगसूरि-शुभमेरु-कमलमे-प. भीमाकी परपरामें उदयसागरके शिष्य हर्षसागरने इस रास-प्रबधकी वैशाख सुदि ७ सोमवारके दिन रचना की।

## सरिआदेके रासका सार

साह राजड के सघके बाद किसीने सघ नही निकाला। अब सरीयादेने साह राजडके पुण्यसे गिरनारतीर्थका सघ निकाला और पांच हजार द्रव्यव्यय कर सं. १६९१ के अक्षयतृतीयाके दिन यात्रा कर पचधार भोजनसे सघकी भक्ति की। रा. मोहनसे नागडा चतुर्विधकी उत्पत्तिको ही पूर्वश्रापके अनुसार पुत्री असुखी तथा जहां रहेंगे खूब द्रव्य खरचके पुण्य कार्य करेंगे व तीनोंको तारेंगे।

सरियादेने स. १६९२ में यात्रा करके मातृ पितृ व श्वसुर पक्षको उज्ज्वल किया। उसने मातप क्षमणस पूर्ण करके छ'री पालते हुए आबू और शत्रुजयकी भी यात्रा की। ३०० सिजवाला तथा ३००० नर-नारियोके साथ जुनागढ गिरनार चली। भाट, भोजक, चारण आदिका पोषण किया, फिर नगर लौटी।

इनके पूर्वज परमारवंशी रा. मोहन अमरकोटके राजा थे जिन्हें सद्गुरु श्रीजयसिंहसूरिने प्रतिबोध देकर जैन बनाया था। कर्मयोगसे इनके पुत्रपुत्री नहीं थे। आचार्यश्रीने इन्हें मद्य, मांस और हिंसा त्याग करवाके जैन बनाया। गुरुने इन्हें आशिस दी जिससे इनके ८ पुत्र हुए पांचवा नाग हुआ। बाल्यकालमें व्यतरोपद्रवसे बालक डरने लगा। बहुतसे उतारणादि किये बादमे एक पुरुषने प्रकट होकर नागसे नागडा गोत्र स्थापित करनेका कहा और सब कार्मोंकी सिद्धि हुइ।

## राणादेके रासका सार

राजड साहने स्वर्गसे आकर मानवभवमें सर्व सामग्री सपन्न हो बडे बडे पुण्य कार्य किये। अपनी अर्द्धांगिनी राणादेके साथ जो सुकृत किये अपार हैं उसने स्वधर्मीवात्सल्य करके ८४ ज्ञातिवालों को जिमाया। इसमें सतरह प्रकारकी मिठाइयां—जलेबी, पेंडा, बरफी, पतासा, गेवर दूधपाक, साकरियाचना, इलायची पाक, मरकी, अमृती, मोतीचूर, साछूणी इत्यादि तैयार किये गये थे। ओसवाल, श्रीमाळी आदि महाजनोंकी स्त्रियां भी जिम्मणवारमें बुलाई गयी थी। इन सबको भोजनोपरान्त पान, लवग, सुपारी, इलायची, आदिकी मनुहारकी केसर, चंदन, गुलाबके छांटणे देकर श्रीफलसे सत्कृत किया गया था। भाट-भोजक व चारण आदि याचकजनोंको भी जिमाया तथा दीन हीन व्यक्तियोंको प्रचुर दान दिया। राणादेने लक्ष्मीको शुभ कार्योंमें व्यय कर तीनों पक्ष उज्ज्वल किये।

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના

### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ

# विषय–दर्शन

| અંક | વિષય: | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧. | આત્મનિર્મળતાના પથે: | પૂ. મુ. શ્રીમહાપ્રભવિજયજી: | ૧૪૫ |
| ૨. | એક ભૂલ ભરેલું ચિત્ર: | સંપાદકીય: | ૧૪૭ |
| ૩. | એક અનુચિત શીર્ષક: | ડા. શા. કાડિઆ ( સુભદ્રાદેવી ): | ૧૪૮ |
| ૪. | ધૂર્તાખ્યાન ( પરિચય ). | પૂ. પં. શ્રીધુરંધરવિજયજી: | ૧૪૯ |
| ૫. | ઉદયન-વિહાર: | પં. શ્રી. લાલચંદ ભ. ગાંધી: | ૧૫૧ |
| ૬. | જીરાવલા પાર્શ્વનાથ તીર્થસ્થાપનાનો સમય: | શ્રી અગરચંદજી નાહટા: | ૧૬૨ |
| ૭. | એક જૈન ગ્રંથમાં કુરાનની કથા: | શ્રી ભંવરલાલજી નાહટા: | [illegible] |
| ૮. | કર્મમીમાંસા: | માસ્તર શ્રી ખુબચંદ કેશવલાલ | [illegible] |
| ૯. | દેરાનું દ્રવ્ય બીજા કામમાં વાપરી શકાશે નહિ. | | ટાઈટલ પેજ ત્રીજું |

## નવી મદદ

૧૦) પૂજ્ય મુનિરાજ શ્રી. મહાપ્રભવિજયજી મ૦ ના ઉપદેશથી શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ, **બાર્શી** ( સોલાપુર )

૧૦) પૂજ્ય આ. શ્રી. માણેકસાગરસૂરીશ્વરજી મ૦ ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, **બુહારી**

૫) પૂજ્ય મુનિરાજ શ્રી. મહાપ્રભવિજયજી મ૦ ના ઉપદેશથી શેઠ ચંદનમલ જવાનમલ, **બાર્શી** ( સોલાપુર )

॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष : १९ | વિક્રમ સં. ૨૦૧૦ : વીર નિ. સં. ૨૪૭૯ : ઈ. સ. ૧૯૫૪ | क्रमांक |
|---|---|---|
| अंक : ९ | જેઠ સુદ ૧૪ : મંગળવાર : ૧૫ જુન | २२५ |

# આત્મનિર્મળતાના પંથે

[ ૨ ]

લેખક: પૂજ્ય મુનિરાજ શ્રી મહાપ્રભવિજયજી

**આત્માના** વિકાસમાં માનવ જીવનની મહત્તા વિશે ( ગતાંક : ૪-૫ માં ) આપણે જોઈ ગયા છીએ. કેવળ માનવભવ મળવા માત્રથી વિકાસ સધાતો નથી. પહેલાં એ જિજ્ઞાસા થવી જોઈએ કે જીવન વિકાસ માટે માર્ગ કર્યો છે ? નીતિકારોએ માનવજીવન મળ્યા પછી ધર્મનું શ્રવણ દુર્લભ બતાવ્યું છે.

આજના વિજ્ઞાનયુગે શ્રવણની અનેક સામગ્રી અર્પી છે. ગ્રામોફોન અને રેડિયોમાં અનેક કર્ણપ્રિય ગીતો રોજ સાંભળવા મળે છે. દૂર દેશના રોજ-બ-રોજના બનતા બનાવો પણ ઘેર બેઠે આપણે સાંભળી શકીએ છીએ. કોઈ ગાયકનાં ગીત સાંભળવાં હોય તો પૈસાના જોરે તેને ઘેર બોલાવી સાંભળી શકીએ છીએ. આ પ્રકારનું શ્રવણ તો સુલભ છે પરંતુ ધર્મનું શ્રવણ દુર્લભ છે.

સાચા ત્યાગી ગુરુ પાસેથી જ ધર્મનું શ્રવણ શક્ય છે. એવા ગુરુની શોધ કરવી સરળ નથી.

આજકાલ ધંધાદારી સંતોનો રાફડો ફાટ્યો છે. કેટલાયે ભજનિકો ધંધાદારી મહાત્માઓ બની બેઠેલા છે. એમનાં ભજન કે વ્યાખ્યાન સાંભળવા માટે ભારે કિંમત ચૂકવવી પડે છે.

ભજન કે વ્યાખ્યાનને એમણે એક કળા તરીકે અપનાવી હોય છે, જ્યારે એમના જીવનમાં ભજનના આદર્શની કોઈ આચરણા જોવાની નથી. એનાથી કેવળ સમય પૂરતો આનંદ મળે ખરો પણ જીવનમાં એની કશી સ્થાયી અસર થતી નથી.

એ જ પ્રકારે જ્ઞાન પણ કદાચ વિશિષ્ટ વિદ્વાન પાસેથી કે પુસ્તક સામગ્રીથી સુલભ છે પણ જ્ઞાનની સાથે ત્યાગ અને તેના અનુભવની નિઃસ્વાર્થ વાણી સાંભળવા મળે એ જ દુર્લભ છે. જીવનને પલટાવવા માટે—સન્માર્ગે દોરવા માટે ત્યાગ જ અસર કરી શકે છે. ત્યાગની અસર કદી ભૂંસાતી નથી. ઘેર બેઠે કે પૈસાના જોરે ત્યાગી મહાત્માઓની વાણી સાંભળવા મળે એ શક્ય નથી. જ્ઞાની અને ત્યાગી મહાત્માઓ મળે તો જ ધર્મનો માર્ગ સાંભળવા મળે.

આથી જ માનવભવ એ જીવન વિકાસનું પ્રથમ સોપાન છે તો ધર્મ શ્રવણ એનું બીજું સોપાન કહી શકીએ.

સાચા ગુરુઓ પાસે આવતાં જ આપણી દુર્બુદ્ધિ હડે છે, વાણી સત્યપૂત બને છે, પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે, પાપ નાશ પામે છે, હૃદયમાં આહ્લાદ ઉપજે છે અને છેવટે કીર્તિ ફેલાય છે.

એવા ગુરુઓની વાણી સાંભળતાં આત્માની શુદ્ધિનું જ્ઞાન મળે છે, જડ–ચેતનનો ભેદ સમજાય છે. એના પારસ્પરિક સંબંધો કેવા છે એ જણાય છે. મતલબ કે, ધર્મશ્રવણથી જ્ઞાન મળે અને જ્ઞાનથી વિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આ વિજ્ઞાન આપણને શ્રદ્ધાના માર્ગે દોરી જાય છે.

આજે વિજ્ઞાનયુગ છે. પ્રયોગથી જે હકીકત બતાવી શકાય તેના તરફ લોકોનું આકર્ષણ થાય છે.

જ્ઞાન ગમે તેટલું લઈએ પણ સાચા જ્ઞાન માટે શ્રદ્ધા ન જન્મે તો એ જ્ઞાન કશા ઉપયોગમાં આવતું નથી. જ્ઞાન આપનાર ગુરુ પ્રત્યે પણ શ્રદ્ધા ન થાય તો એ જ્ઞાન આપણામાં સંચાર પામતું નથી. આથી શ્રદ્ધા એ સંયમનું દ્વાર છે. શ્રદ્ધા હોય તો જ આપણે આચરણ તરફ–સંયમ માર્ગે આગળ વધી શકીએ છીએ.

સંયમની ભાવના જાગતાં પ્રત્યાખ્યાનની શરૂઆત થાય છે. એનાથી સંવર થાય છે એટલે કર્મોને આવવાનાં દ્વાર બંધ થાય છે. આત્મા ઉપર જે મલિન રજ લાગતી તે રોકાઈ જાય છે, એ રોકાયા પછી આત્મા ઉપર લાગેલાં પહેલાંનાં કર્મોને દૂર કરવા માટે નિર્જરા કરાય છે. નિર્જરાની પ્રક્રિયા તપ દ્વારા સધાય છે. એ તપથી જ્યારે આત્મા ઉપર લાગેલાં પહેલાંનાં કર્મો વિખેરાઈ જાય છે ત્યારે આત્મા નિર્મળ બને છે. આત્માની આવી નિર્મળતાને જ મુક્તિ કહેવામાં આવે છે. બધાં કર્મોનો નાશ કરીને આત્મા જે સ્થળે જાય અને ફરી જન્મ લેવો ન પડે તેનું નામ મુક્તિ.

આત્માની નિર્મળતાનો આ ક્રમ કેટલો સુંદર અને વૈજ્ઞાનિક છે તે આ ઉપરથી સમજાય છે.

આજે જેને વિજ્ઞાન કહેવામાં આવે છે તે વિજ્ઞાન ભૌતિક છે. એટલે પદાર્થોનું પ્રયોગ-વિજ્ઞાન છે. તેમાં ફેરફારને પણ અવકાશ રહે છે. પરંતુ હજારો વર્ષો પહેલાં જે મહાત્માઓએ પોતાની આધ્યાત્મિક સાધના દ્વારા જે વિજ્ઞાન શોધી કાઢ્યું તે આજે પણ અક્ષુણ્ણ અને અપરિવર્તનીય છે. આધ્યાત્મિક વિજ્ઞાન એ ભારતવર્ષની અને તેમાંયે કેવળી ભગવંતોએ આપણા ઉપકાર માટે આપેલી મહામૂલી ભેટ છે. એ ભેટનો ઉપયોગ સદા જાગ્રત બુદ્ધિએ સૌ કરતા રહે એમ ઇચ્છીએ.

# એક ભૂલ ભરેલું ચિત્ર

**[ સંપાદકીય ]**

**મુંબઈના** ટાઈમ્સ ઑફ ઈન્ડિયા કાર્યાલય તરફથી પ્રગટ થતા 'ઇલિસ્ટ્રેટેડ વીકલી'માં સને ૧૯૫૪ના મે માસની ૯મી તારીખના અંકમાં જૈન સાધુનું એક ચિત્ર રજૂ થયું છે તે સાચા ચિત્રથી એટલું બધું વેગળું છે કે તે જોઈને કોઈ પણ જૈન સાધુની ઓળખાણ ન પડે. આ વિશે પૂ. મુનિરાજ શ્રીકાંતિસાગરજીએ અમને સૂચન કર્યું ત્યારે જ જાણવા મળ્યું. 'જૈન પત્ર'માં પણ આ વિશે તેમના તરફથી સૂચન કરવામાં આવેલ છે. જ્યારે ડૉ. ક્રાઉઝે (સુભદ્રા-દેવીએ) એ પત્રના સંપાદકને જૈન સાધુના આવા ભૂલભરેલા ચિત્ર વિશે પત્રથી જણાવ્યું (જે પત્ર અહીં પ્રગટ કરવામાં આવ્યો છે) છતાં તેનો તેમને હજુ સુધી જવાબ મળ્યો નથી. અમારી સમિતિ તરફથી પણ એ વિશે અમે પત્ર લખ્યો છે.

આ ચિત્રમાં જૈન સાધુને કફની પહેરેલા અને ખભે ઝોળી લટકાવતા ચીતર્યા છે, જે કોઈ રીતે યુક્ત નથી. કેમકે કોઈ પણ ફિરકાના જૈન સાધુ કફની પહેરતા નથી અને ખભે ઝોળી લટકાવતા નથી એ વાત જાણીતી છે. બીજાં ચિહ્નો પણ જૈન સાધુઓ સાથે મેળ ખાય એવાં નથી. અલબત્ત, ચિત્રની ભાવના વિશે અમારે કશું કહેવું નથી.

'ઇલિસ્ટ્રેટેડ વીકલી' જેવું પ્રસિદ્ધ સાપ્તાહિક દેશ–વિદેશમાં ખૂબ પ્રચાર પામેલું છે. એવા સાપ્તાહિકમાં આવું ખોટું વિકૃત ચિત્ર રજૂ થાય ત્યારે આ દેશ કે પરદેશમાં જેઓ જૈન સાધુઓથી પરિચિત નથી તેમના ઉપર ખોટી છાપ પડે એ સમજી શકાય એવી વાત છે. વિદેશી વિદ્વાન જ્યારે જૈન સાધુનો આ ચિત્ર દ્વારા પરિચય મેળવી ભારતમાં આવે અને જૈન સાધુને મળે ત્યારે તેને સાધુના વેશ–પરિવર્તનનો વિચિત્ર ખ્યાલ આવે અથવા ખુલાસો થાય ત્યારે જ આ ચિત્રની ભૂલ એને સમજાય.

કોરી કલ્પનાથી કામ ચલાવી શકાતું નથી. નવલકથાકાર કે કવિને પણ દેશ–કાળ સાથે સામંજસ્ય જોડવું પડે છે. ત્યારે ચિત્રકારની જવાબદારી તો તેથીયે વધી જાય છે. એને તો ભાવના, વેશભૂષા, દેશ–કાળ વગેરેની તદાકારતા સાધવી પડે છે અને ચિત્રના વિષયનો સાચો ખ્યાલ આપવો પડે છે.

વળી, આ ચિત્રનો વિષય કંઈ ભૂતકાળનો બની ગયો છે એવું પણ નથી. ભારતમાં ઠેર ઠેર જૈન સાધુઓ વિચરે છે. તો પછી કેવળ કલ્પનાથી કામ લેવાની શી જરૂર? ચિત્રકારની સાથે સંપાદકે પણ આવું ચિત્ર પ્રસિદ્ધ કરવાની ભૂલ કેમ કરી હશે, એ પણ એક પ્રશ્ન જ છે.

જૈનો વિશે આવી ગેરસમજૂતીઓ ભૂતકાળમાં ઘણી થઈ હતી પરંતુ આજે તો પ્રતિદિન સામગ્રી સુલભ બનતી જાય છે. એ વિશેનું અધ્યયન પણ બહોળા પ્રમાણમાં થતું જાય છે. પરિણામે ભૂતકાળમાં થયેલી ભૂલોનો સુધાર તે તે લેખકો કે ચિત્રકારો દ્વારા આપમેળે જ થતો રહે છે.

જૈન સમાજની લાગણી દુભાય અને જૈનધર્મ સંબંધી ખોટો ખ્યાલ રજુ કરે એવા કોઈ પણ લેખ, ચિત્ર કે વિચારો માટે અમારી સમિતિ સદા જાગ્રત રહે છે. આ ચિત્ર માટે પણ અમે ઇલસ્ટ્રેટેડ વીકલીના સંપાદક અને એ ચિત્રકાર પાસેથી સંતોષકારક ખુલાસો મંગાવ્યો છે; અને અમને એ મળવાની ઉમેદ છે.

# એક અનુચિત શીર્ષક

લેખિકા:-ડૉ. શા. કાઉઝે ઉર્ફ સુભદ્રાદેવી, ગવાલિયર

૯ મે ૧૯૫૪ના "ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઇન્ડિયા"ના પૃ૦ ૨૩૫૨માં "જૈન સાધુઓ" આ શીર્ષકનું શ્રી. બીરેન દે મહોદયનું એક ચિત્ર પ્રકાશિત થયું છે. તેમાં ત્રણ ઉઘાડા પગવાળી સાંવળી પુરુષાકૃતિઓ, લાંબી બાંહવાળા અને ગળાથી પગની ઘૂંટી સુધીના કફની જેવા ધોળા વસ્ત્રોમાં, અને મુખની આગળ કોઈ જૈન સંપ્રદાયવિશેષના મુનિઓની મુખવસ્ત્રિકા જેવા પટા ધારણ કરતા ચિતર્યા છે. ત્રણેની વચમાં, મુખ અને આગળના પગ ઊંચા કરીને એક બકરી આવી રીતે ઊભી છે જાણે તે કોઈ પૂંઠ પકડનારથી ભાગી જઈને આ ત્રણ પુરુષોના શરણમાં આવી હોય. ત્રણેમાંની પહેલી પુરુષાકૃતિ પ્રેક્ષકની સમ્મુખ ઘુંટણ ઉપર બેઠેલી છે. તેનો જમણો હાથ બકરીની આગળ જાણે આ જાનવર બચાવવાની ચેષ્ટામાં લંબાવ્યો છે. બીજી બન્ને પુરુષાકૃતિઓ ઊભી રહીને બકરીની તરફ અભયદાનની મુદ્રા કરે છે, એક જમણા હાથથી, બીજી ડાબા હાથથી. જે પુરુષાકૃતિ ડાબા હાથથી અભય આપે છે તેના ડાબા ખભેથી એક રંગીન ઝોળી લટકે છે, અને તેના માથા ઉપર એક કાળી ટોપી યા તો કેશના ચીંટલા જેવું દેખાય છે.

જો આ ચિત્ર, તેના શીર્ષક ઉપર લક્ષ્ય ન આપતાં ધ્યાનથી નિહાળીએ તો તે પેલી પરસ્પેક્ટિવ હીન, સપાટ નવીન ચિત્રશૈલીને અનુસરતું ".અહિંસા" વિષયનું એક અસરકારક સાક્ષાત્કરણ કહી શકાય તેમ છે.

પરંતુ શીર્ષક સંબંધી કહેવું પડશે કે જેટલા જૈન સંપ્રદાયો વિદ્યમાન છે તેઓમાંના એક પણ સંપ્રદાયના સાધુઓને માટે આવા વેષ, અર્થાત્ બાંહવાલી કફની, રંગીન ઝોળી અને મસ્તકભૂષા અનુમત હોય તેમ નથી તે આબાલગોપાલ બધાય જૈનોને સારી રીતે જ્ઞાત છે. એટલે કોઈ પણ જૈન આ ચિત્રની ત્રણ આકૃતિઓમા "જૈન સાધુઓને" ઓળખી શકે તેમ બનવાજોગ નથી જ. જો આર્ટિસ્ટમાં જૈન સાધુઓ પ્રત્યે ખરેખર આટલી બધી ભક્તિ અને આદરભાવ હતા અને તેમનુ અંત:કરણ તેમને પોતાની ભાવનાને ચિત્રરૂપ આપવા પ્રેરિત કરતું હતું તો તેઓએ જૈન સાધુઓને સદીઓથી જૈન સાધુત્વને માટે લક્ષણભૂત અને આદરપ્રેરક વસ્ત્રોમાં જ કેમ નથી બતાવ્યા ? કાર્ટૂનિંગને છોડીને જે આર્ટિસ્ટ, માની લઈએ રામાયણમાંના કોઈ રાજર્ષિને ખમીસ, કોલર અને નેકટાઈમાં, યા આધુનિક જમાનાના કોઈ વિલાયતી રાજદૂતને ધોતી અને પહેરણ પહેરીને, યા કાલીદાસની શકુંતલા, અનુસૂયા અને પ્રિયંવદાને ટેનિસ શોર્ટસમાં ચિત્રિત કરશે, એટલે પોતાનો વિષય તેની વિશેષતાઓથી વિપરીત શૈલીમાં પ્રદર્શિત કરશે તે પોતાના ભાવપ્રકાશમાં (કે જે આધુનિક કલાનું સર્વોચ્ચ લક્ષ્ય માની લે છે) કદી પણ સફલ બની શકે તેમ નથી. આવી રીતે જૈન સાધુઓને આવા ફેન્સી ડ્રેસ જેવી વેષભૂષામાં ચિત્રિત કરવાથી આર્ટિસ્ટે ઘણાખરા જાણકાર પ્રેક્ષકોના, વિશેષતઃ જૈનોના મનમાં વિપરીત પ્રભાવ પાડ્યો છે એમ સંભળાય છે. આર્ટિસ્ટ અને વીકલીના તંત્રી મહોદયને કદાચિત આ વાતની ખબરેય ન હોય. એટલે આપણે તેમનું ધ્યાન તે તરફ ખેંચવું અને નમ્ર પ્રાર્થના કરવી જોઈએ કે તેઓ ચિત્રનુ શીર્ષક બદલીને જૈન સમાજને આભારી કરશે.

# ધૂર્તાખ્યાન

[ પરિચય ]

**આ** ગ્રન્થ આચાર્યપ્રવર શ્રી. હરિભદ્રસૂરિજીએ રચ્યો છે. તેઓશ્રીની રચના એટલે તેની પ્રામાણિકતા માટે કોઈને શંકા કરવાનું રહેતુ નથી. છતાં આ ગ્રન્થ એવા પ્રકારનો છે કે પુરાણ પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા ધરાવતા વર્ગને રુચે નહિ એટલું જ નહિ પણ દુઃખ ઉત્પન્ન કરે. કેટલીક સાચી વાત બીજાને દુઃખદ થઈ પડે એવી હોય છે છતાં તે કહેવી અનિવાર્ય થઈ પડે છે. આ ગ્રન્થ પણ તેવા પ્રકારનો છે.

શ્રી. હરિભદ્રસૂરિજી મૂળ–પૂર્વાવસ્થામાં બ્રાહ્મણ હતા એટલું જ નહિ પણ બ્રાહ્મણમાન્ય સર્વ શાસ્ત્રોમાં પારંગત હતા. જૈન દર્શનમાં તેઓ આવ્યા અને તેમણે નિષ્પક્ષપાતપણે તર્ક–યુક્તિથી અનેક અન્ય દર્શનોની અસંગત વાતોનું ખંડન કરતા ગ્રન્થો રચ્યા. બુદ્ધિને કસોટીએ ચડાવે ને મોટા વિદ્વાનની વિદ્વત્તાનો મદ ગાળી નાખે એવા તેમના ગ્રન્થો આજ પણ વિદ્યમાન છે. એમના એક એક ગ્રન્થમાંથી કોઈ જુદા જ પ્રકારનો પ્રકાશ મળે છે. તેમના બધા ગ્રન્થોમાં આ ગ્રન્થ કોઈ જુદી જ ભાત પાડે છે.

આ સિવાયના તેમના બીજા ગ્રન્થોનું મનન કરીને તેમના વિષે પ્રામાણિકપણે પણ જો કોઇએ અભિપ્રાય બાંધ્યો હોય તો ક્ષણભર આ ગ્રંથ તેમણે રચ્યો હશે કે કેમ એવી શંકા થઈ આવે, છતાં આ ગ્રન્થ તેઓશ્રીએ રચ્યો છે એ નિર્વિવાદ છે.

આ ગ્રન્થમાં જે વિષય ગુંથવામાં આવ્યો છે તે વાંચતાં ગમ્મત આવે છે, તે સાથે પૌરાણિક ઉપહાસ પણ ભારોભાર છે તે વાંચતાં એક પ્રકારની ઘૃણા પણ ઉપજે છે–પુરાણો પ્રત્યે.

ગ્રન્થમાં યોજાયેલી વાત ટૂંકમાં નીચે પ્રમાણે છે.

●

**માલવદેશમાં** ઉજ્જૈની નગરીની ઉત્તર દિશાએ એક ઉદ્યાન છે. તેમાં દરેક વાતે પૂરા કટલાક ધૂર્તલોકો ભમતા ભમતા આવ્યા. એ લુચ્ચા લોકોમાં પાંચ જણા મુખ્ય હતા. તેમાં ચાર પુરુષ હતા અને એક સ્ત્રી હતી. પુરુષોનાં નામ–મૂળદેવ, કંડરીક, એલાષાઢ અને શશક–એ પ્રમાણે હતાં અને સ્ત્રીનું નામ ખંડવણા હતું. તે દરેકના હાથ નીચે પાંચસો પાંચસો ધૂર્તો કામ કરતા હતા. ખંડવણા સ્ત્રીના હાથ નીચે પાંચસો ધૂર્ત–ઠગારી સ્ત્રીઓ હતી. એમ સર્વ મળી અઢી હજાર ધૂર્તનો સમૂહ એકઠો થયો હતો. ઉજ્જૈની જેવી મોટી નગરી એટલે ચોરે ચૌટે બધા ફરતા અને આજીવિકા ઊભી કરી લેતા. પણ ચોમાસાના દિવસોમાં એક વખત આઠ–દિવસ સુધી ખૂબ વરસાદ પડયો; તેમાં ધૂર્તોનું કામકાજ ભાંગી પડયું. રસ્તામાં કોઈ આવે જાય નહિ એટલે તેઓ કોને ધૂતે! છેવટે બધા એકઠા થયા અને ખાવા માટે શું કરવું તેના વિચારમાં પડયા. બધા ભૂખ્યા હતા, કોઈની મતિ ચાલતી ન હતી. ત્યારે મૂળદેવે કહ્યું કે, આપણે જે સાંભળ્યું હોય કે અનુભવ્યું હોય તેની વાત કરીએ અને તે વાત ગમે તેવી હોય છતાં સાંભળનારે તેને પુરાણથી સાબિત કરી આપવી. જો સાબિત ન કરી આપે તો તે બધાને ખવરાવવાનું માથે લે. આ આ શરત પ્રમાણે તેણે સહુ પહેલાં એક વાત કરી.

**મૂળદેવની વાત**—જુવાનીના સમયમાં મારે સંપત્તિ મેળવવી હતી. તે માટે મારા સ્વામીને પ્રસન્ન કરવા માટે છ માસ સુધી સતત માથે જલધારા ધારણ કરવાનું તપ મારે કરવાનું હતું. તે માટે હું આવ્યો. માર્ગમાં મોટું જંગલ આવ્યું, ત્યાં જંગલમાં એક પહાડ જેવો મોટો હાથી મદોન્મત્ત થઈને મારી પાછળ પડ્યો. હાથીથી બચવા માટે હું મારી પાસે કમંડલુ હતું તેમાં પેસી ગયો. મારી પાછળ હાથી પણ તેમાં પેઠો. છ મહિના સુધી તેમાં મેં હાથીને ફેરવ્યો. છેવટે કમંડલુના કંઠના કાણામાંથી હું બહાર નીકળ્યો. મારી પાછળ હાથી પણ નીકળવા ગયો. તે આખો નીકળી ગયો પણ તેના પૂંછડાનો એક વાળ તેમાં સલવાઈ ગયો ને હાથી અટકી ગયો. હું દોડતો દોડતો જતો હતો ત્યાં એક મોટી ગંગા નદી આડી આવી. તેના અગાધ પ્રવાહને મેં બે હાથે પાર કરીને છ માસ સુધી જલધારાનું તપ કરીને મહસેન સ્વામીને પ્રસન્ન કરીને અહીં આવી તમને મળ્યો. બોલો આ વાત સાચી છે કે ખોટી?

કંડરીકે કહ્યું કે, તમારી વાત સાવ સાચી છે. રામાયણ, મહાભારત, પુરાણ વગેરેમાં આવી વાતો ઘણી આવે છે. બ્રહ્માના શરીરમાં બ્રહ્માંડ રહે, જેનો વિષ્ણુ અને બ્રહ્મા પાર ન પામ્યા એવું શિવજીનું લિંગ ઉમાના શરીરમાં સમાય, વાંસના એક પર્વ–ગાંઠામાંથી સો કીચક જન્મે તો તું અને હાથી કમંડલુમાં સમાઈ જાઓ તેમાં શું નવાઈ? શિવની જટામાં હજાર વર્ષ સુધી ગંગા છુપાઈ ગઈ તો કમંડલુમાં છ માસ તું છૂપાઈ રહે તે જૂઠ કેમ કહેવાય? વિષ્ણુની નાભિમાંથી બ્રહ્મા નીકળ્યા અને કમળતંતુ અટકી ગયું તો કમંડલુના છિદ્રમાં હાથીનો વાળ અટકી જાય એ બરાબર છે. કુંતીના કાનમાંથી કર્ણ જેવો કર્ણ જન્મે તો કમંડલુના કાણામાંથી તમે નીકળો તેમાં શું? હનુમાન બે હાથે મોટો સમુદ્ર તરી ગયા તો તમે આ ગંગા નદી બે હાથે તરો એ અસંભવિત નથી. સ્વર્ગમાંથી પડતી ગંગા હજાર વર્ષ સુધી જટામાં શિવે ધારણ કરી તો તેં છ માસ સુધી જલધારા ધારણ કરી એમાં આશ્ચર્ય કાંઈ નથી.

એ પછી કંડરીકે પોતાની વાત કહેવા માંડી:—

**કંડરીકની વાત**—હું નાનપણમાં ઘણો તોફાની હતો, તેથી મને મારા માબાપે ઘેરથી કાઢી મૂક્યો. હું ભમતો ભમતો એક ગામ ગયો ત્યાં જુદા જુદા ઘણાં પશુઓ હતાં. ગામની બાજુમાં એક મોટું વન હતું. ત્યાં આકાશમાં વાદળ ચડી આવ્યાં ન હોય એવો મોટો વડ હતો. તેની નીચે કમલ નામે એક યક્ષ રહેતો હતો. ઘણા લોકો તેના ભક્ત હતા. હું પણ તેને પ્રણામ કરવા ગયો. ત્યાં ઘણા લોકો ભેળા થયા હતા. એટલામાં ચોરની મોટી ધાડ પડી. બધા ગભરાઈ ગયા. તે બાજુમાં એક ચીભડું હતું તેમાં છૂપાઈ ગયા ને ધાડ પાછી ફરી. એ ચીભડું એક બકરી ગળી ગઈ. બકરીને એક અજગર ગળી ગયો. તે અજગરને એક ઢંક નામે પક્ષી ગળી ગયું ને તે પક્ષી ઊડીને વડ ઉપર બેઠું. વડ નીચે એક રાજાની સેના આવી. તેમાં રાજાનો પટ્ટહસ્તી હતો. પક્ષીનો એક પગ નીચે લટકતો હતો. તેને વડની ડાળ સમજીને તેની સાથે હાથીને બાંધ્યો. પક્ષીએ પગ ઊંચો લીધો. હાથી ઊંચે તણાયો. મહાવતે તે જોઈને બૂમ પાડી. રાજા આવ્યો, શબ્દવેધી સુભટો આવ્યા ને તેઓએ ઢંક પખીની પાંખ છેદી નાખી. પંખી નીચે પડ્યું. રાજાએ તેનું પેટ ચીર્યું, તેમાંથી અજગર નીકળ્યો, અજગરને ચીર્યો તો બોકડી નીકળી. બોકડીનું પેટ ચીર્યું તો ચીભડું નીકળ્યું. ચીભડું ચીર્યું તો અમે બધા નીકળ્યા. પછી બધા રાજાને નમન કરીને ઘેર ગયા ને હું અહીં આવ્યો. જો આ સત્ય હોય તો સાબિત કરો ને મિથ્યા હોય તો ભોજન કરાવો.

કુંડરીકની વાત સાંભળીને એલાષાઢે કહ્યું કે, તારું કહેવું સત્ય છે. વિષ્ણુએ એક ઈંડુ મૂક્યું ને તેમાંથી વિશ્વ નીકળ્યું તો તમે બધા ચીભડામાં સમાઈ જાઓ તે યથાર્થ છે. માર્કંડેય મુનિએ પોતાનો અનુભવ યુધિષ્ઠિર ને કહ્યો તે વાત આરણ્યપર્વમાં આવે છે. તેના પ્રલય-કાળે એક વડ ઉપર એક બાળક બેઠો હતો. ઋષિએ તેને બચાવવા હાથ લાંબો કર્યો ને બાળક ઋષિને ગળી ગયો. હજારો વર્ષ સુધી ઋષિ તે બાળકના પેટમાં ભમ્યો ને ત્યાં સુરાસુર-ચરાચર વિશ્વ જોયું પણ તેનો પાર ન પામ્યા ને છેવટે બહાર નીકળ્યા તો તમે બધા ચીભડામાં જરૂર રહી શકો. *દેવકીની કુક્ષિથી જન્મેલા કૃષ્ણે મોઢું પહોળું કર્યું તો તેમાં ચરાચર વિશ્વ જોઈને દેવકી ચકિત થઈ ગઈ. તો તમારા ચીભડા વગેરેની વાત કેમ ખોટી કહેવાય? અને તમે બધા જેમ કૃષ્ણના પેટમાં જીવતા રહ્યા તેમ રહી શકો. વળી દ્રૌપદીના સ્વયંવરમાં એક ધનુષ્ય ઉપર પર્વત આદિ રહ્યા હતા તો પક્ષી વગેરે મોટા હોય તેમાં શુ નવાઈ! પહાડ જેવા જટાયુ પક્ષી હતો તે તમે પણ ક્યાં નથી જાણતા? તો તમારી ઢિંક પંખિણી તમે કહો છો તેવી વિશાળ હોય તેની ના અમારાથી ન પડાય.

એટલે આ બધું તો ઠીક પણ હુ એક વાત કહુ છું તે સાંભળો ને સાચી લાગે તો સાચી કરી બતાવો ને નહિ તો બધાનાં પેટ ઠારોઃ—

**એલાષાઢની વાત**—હુ જુવાનીમા ધન માટે ધાતુવાદ શીખ્યો ને તે માટે પૃથ્વી પર ભમતાં મેં જાણ્યુ કે પૂર્વ દિશામાં હજાર યોજન દૂર એક પર્વત છે. ત્યાં સહસ્રવેધી રસ છે. તે રસકૂપ ઉપર એક યોજનની મોટી શિલા ઢાંકી છે. હું સો સો યોજનનાં પગલાં ભરતો ત્યાં ગયો અને તે શિલા ઉપાડીને સ્વર્ણકૂપમાંથી રસ લઈને ઘેર આવ્યો. અઢળક સોનું બનાવ્યું અને કુબેરની માફક ભોગ ભોગવતો ને દાન દેતો પ્રસિદ્ધ થયો. એક વખત મારે ત્યાં પાંચસો ચોર આવ્યા, મને ઘણો ક્રોધ ચડ્યો, મેં એક બાણ માર્યું ને દશ ચોરને મારી નાખ્યા. બધા ચોરો એકસામટા મારા ઉપર તૂટી પડયા, મારાં અંગેઅંગ છેદી નાખ્યાં, મારું માથુ લોઢી નીતરતું એક બોરડીને ઝાડે લટકાવી દીધું. મારું માથું ત્યાં બોર ખાવા લાગ્યું. સવારે લોકોએ જોયુ. મારાં બધાં અંગો એકઠાં કરીને માથું મૂક્યું ને હુ જીવતો થયો. આ મારી અનુભવેલી વાત છે. સાચી માનો કે જૂઠી!

શશક તેને કહ્યુ કે, આ વાતને જૂઠી કેમ કહેવાય? જમદગ્નિની સ્ત્રી રેણુકાનું માથું, તેના પુત્ર પરશુરામે છેદ્યુ હતુ ને વળી ઋષિએ તેને જીવતી કરી હતી. જરાસંધના બે ખંડ જરાથી સંધાયા હતા. સુંદ અને ઉપસુંદને મારવા માટે દેવતાઓએ તલ-તલ જેટલું સૌન્દર્ય આપીને તિલોત્તમા અપ્સરાને ઘડી હતી. સૂર્યને ફળ માનીને હનુમાને પકડ્યો હતો અને સૂર્યે તેને પછાડીને ટુકડે ટુકડા કરી નાખ્યો હતો. પાછળથી બધા તેના અવયવો ભેગા કરી તેને દેવોએ જીવતો કર્યો હતો. એક હનુ-હડપચી, નમણું ન મળ્યું છતા તે હનુમાન કહેવાયો. મહાદેવના પુત્ર સ્કન્દની ઉત્પત્તિ પણ એવી જ પ્રસિદ્ધ છે. ૭ કૃત્તિકાએ ૭ અવયવો મુખવાળા જનમ્યા

---

* આ હકીકતને પુષ્ટ કરતો સાહિત્યમા પ્રચલિત એક સુંદર શ્લોક આ પ્રમાણે છેઃ—

कृष्णेनाम्ब ! गतेन रन्तुमधुना, मृद् भक्षिता केवलं,
सत्य कृष्ण ! क एवमाह मुशली, मिथ्याम्ब ! पश्याननम् ।
व्यादेहीति विदारिते शिशुमुखे, माता समग्र जगत्,
दृष्ट्वा यस्य जगाम विस्मयपद, पायात् स वः केशवः ॥

અને તે સંધાઈ ગયાં તેથી એ ષણ્મુખ પ્રસિદ્ધ થયો. આ સર્વ સત્ય છે તો તું જીવંતો થયો તે અસત્ય કેમ માની શકાય ?

વળી કૃષ્ણના ચક્રથી છેદાયેલું રાહુનું મસ્તક સૂર્ય અને ચન્દ્રને ગ્રસે છે તો તારું મસ્તક બોર થાય તેમાં શું ? કૃષ્ણે ત્રણ પગલાંમાં બધી પૃથ્વી આક્રમી હતી તો તુ એક એક ડગલે સો યોજન ભૂમિ ઉલ્લંઘે તે પણ બરાબર છે. હનુમાન આખો દ્રોણ પર્વત ઉપાડીને લક્ષ્મણને માટે વિશલ્યાની જરૂર હતી ત્યારે લાવ્યા હતા તો તુ એક યોજન શિલા ઉપાડે તેમાં શું નવાઈ ! કૃષ્ણે વરાહરૂપે દાઢમાં આખી પૃથ્વી પણ ઉપાડી જ હતી ને ? એ કયાં છાનું છે ? માટે તારી વાત ન માનવા જેવી અમને લાગતી નથી પણ મારી વાત કહું છું, તે તમે માનો કે ન માનો એવી વિચિત્ર છે. માનશો તો સાબિત કરી આપવી પડશે અને નહિ માનો તો બધાને ભોજન કરાવવું પડશે. ઠીક ચાલો, મારી વાત સાંભળો.

**શશકની વાત**—એક વખત શરદ્ ઋતુના સમયમાં મારા ગામથી દૂર એક પર્વતની પાસે એક ખેતરમાં હું ગયો. તે વખતે એક વનનો હાથી મદોન્મત્ત થઈને પહાડ ઉપરથી ઊતરી મને મારવા દોડયો. ત્યારે હું ત્યાં એક મોટું તલનું ઝાડ હતુ તેના ઉપર ચડી ગયો. હાથી તે ઝાડને સૂંઢમાં પકડી ખૂબ જોરથી હલાવવા લાગ્યો તેથી ઘણા-પારવાર વગરના તલ નીચે પડયા. હાથી તે તલને ખૂંદવા લાગ્યો એટલે જેમ ઘાણીમાં પીલાય તેમ તે બધા તલ પીલાઈ ગયા ને તેમાંથી તેલની મોટી નદી વહેવા લાગી. તે તલના ખોળમાં હાથી ખૂતી ગયો અને ભૂખે તરસે મરણ પામ્યો. હુ નીચે ઊતર્યો ને હાથીનું ચામડું ઉતારીને તેનો એક મોટો ગાડવો બનાવ્યો. દશ ઘડા જેટલું તેલ મેં પીધું અને પેટ ભરીને ખોળ ખાધો. પછી પેલો ગાડવો તેલથી ભરીને તલના ઝાડ ઉપર નિશાન કરીને લટકાવી રાખ્યો. ઘેર આવીને મેં મારા પુત્રને તે લેવા મોકલ્યો. તે ત્યાં ગયો પણ તેને તે ગાડવો મળ્યો નહિ એટલે તે તલનુ આખું ઝાડ ઉખેડીને ઘેર લઈ આવ્યો. બધા લોકો એ જોઈ રહ્યા અને હુ પણ મારા પુત્રને હેમખેમ ઘેર આવેલો જાણીને અહીં આવ્યો.

આ મારી વાત છે. સાચી હોય તો સાચી કરી બતાવો. નહિ તો ભોજન કરાવો.

શશકની વાત સાંભળીને ખંડપાના ધૂતારીએ કહ્યું કે—ભાઈ શશક, તુ કહે છે તે વાત સત્ય છે. શાસ્ત્રમાં એવી ઘણી વાતો આવે છે. પાટલિપુરમાં માષના—અડદના મોટાં ઝાડની મોટી ભેરી કરીને વગાડી હતી એ શાસ્ત્રપ્રસિદ્ધ છે, તો તલનું ઝાડ મોટું હોય તે બરાબર છે. મહાભારતમાં આવે છે કે—તે યુદ્ધ સમયે મદઝરતા હાથીઓના મદની નદી ચાલી ને તેમાં કેટલાયે હાથી—રથ—ઘોડા આદિ તણાયા. મદની નદી ચાલે તો તેલની કેમ ન ચાલે ? તું એમ કહેતો હો કે મેં દશ ઘડા તેલના પીધા ને ખૂબ ખોળ ખાધો એ શુ તમને સાચું લાગે છે ? તો અમે કહીએ છીએ કે એ સાચું તો શું અમને સાવ સામાન્ય લાગે છે. ભીમ ઓરડાના ઓરડા ભરેલા મિષ્ટાન્ન ખાઈને ખાલી કરી નાખતો હતો. હજાર ઘડા મદ્યના પી જતો હતો. કુંભકર્ણ હજાર ઘડા મદ્ય પી ને પાછો છ મહિના ઊંઘી જતો. અગસ્તિ ઋષિ સમુદ્રને અને જહ્નુ ઋષિ ગંગાને પી ગયા હતા; તો એ બધા આગળ તારા દશ ઘડા શું વિસાતમાં ! વળી ગરુડાખ્યાનમાં ગરુડની ઉત્પત્તિની જે વાત છે અને તેણે તેની માતા વિનતાનું દાસીપણું દૂર કરવા જે પ્રયત્ન કર્યો, તે જોતાં તારો પુત્ર તલનું ઝાડ ઉપાડીને ઘેર લાવે તેમાં નવાઈ નથી. સાત દિવસ સુધી કૃષ્ણે ગોવર્ધન પર્વત ધારણ કર્યો હતો. સમુદ્ર પર સેતુબંધ બાંધવા માટે

